અહો ! પુસ્તાદિ કર્મથી જેમ ભીંતની શોભા દેખાય છે, તેમ ભૂષણાદિકથીજ જે શરીરની અસાધારણ શોભા દેખાય છે. તેને ધિક્કાર હો. અંદર વિષ્ટાદિક મળથી વ્યાપ્ત અને બહાર નવ દ્વારથી નીકળતા મળથી મલિન એવા આ શરીરનો વિચાર કરતાં કંઈપણ તેમાં સારૂં (શોભાસ્પદ) નથી. જો કે બહારથી કદાચ કોઇ રીતે તે રમણીય લાગે, તથાપિ અંદર તો તે કૃમિગણથી વ્યાપ્ત એવા વટવૃક્ષના ફળ (ટેટા) ની માફક દુર્ગંધાકુળજ હોય છે. આ શરીર કપૂર, કસ્તૂરી વિગેરે ચીજોને પણ ક્ષારભૂમિ જેમ વરસાદના જળને દૂષિત કરે, તેમ દૂષિતજ કરે છે. માંસ, વિષ્ટા, મૂત્ર, મેલ, સ્વેદ અને રોગમય એવા આ શરીરનું સેવન, તે ગૃહની ખાળના સેવન જેવું છે. વિષયોથી વિરક્ત થઇને જેઓએ મોક્ષના ફળરૂપ તપ તપ્યું, તે તત્ત્વજ્ઞ પુરૂષોએજ આ શરીરનું ફળ મેળવ્યું સમજવું. ક્ષણવારમાં દૃષ્ટનષ્ટ એવી વીજળીથી માર્ગ જોઈલેવાની જેમ વિનશ્વર એવા આ શરીરથી મોક્ષ સધાય તો તેજ ઉત્તમ છે. અહો! અરઘટ્ટના ઘડાની જેમ સંસારમાં ગમનાગમન કરતા જંતુઓ અદ્યાપિ નિર્વેદ પામતા નથી.”

આ પ્રમાણે વૃદ્ધિ પામતા એવા શુભ ધ્યાનરૂપ નિર્મળ જળથી અંતઃકરણનું સમગ્ર મળ જેણે ધોઇ નાખ્યું છે એવા તે રાજહંસ (ભરતેશ્વર) પવિત્ર થઇ ગયા. ઉંચા પ્રકારની લક્ષ્મી અને સંપત્તિના સંયોગમાં પણ મહા મનવાળા અને પદ્મપત્રની માફક નિર્લેપ પ્રકૃતિવાળા, જેમની ઉપર છત્ર ધારણ કરવામાં આવેલ છે એવા તથા વારાંગનાઓ જેમને સુંદર ચામર વીંજી રહી છે એવા શ્રી ભરતેશ્વર તરતજ ભાવયતિ થઇને કેવલજ્ઞાન પામ્યા. પછી દેવતાઓએ જેમને સાધુવેશ આપીને જ્ઞાનનો મહોત્સવ કર્યો છે એવા ભરત મહારાજા ઘણા કાળસુધી પૃથ્વીપર વિચરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ આપી પ્રાંતે પરમપદને પામ્યા. પછી પ્રધાનોએ પ્રભુના પૌત્ર અને ભરતરાજાના પુત્ર પરાક્રમી એવા આદિત્યયશા કુમારને ભરત મહારાજાને પાટે અભિષિક્ત કર્યા (રાજ્યપર બેસાર્યા).

અહીં પ્રસંગોપાત્ત ભરતેશ્વરચક્રી બાહુબલિ રાજા અને બ્રાહ્મી તથા સુંદરીના પ્રતિબોધવિગેરેની હકીકત કહેવામાં આવેલ છે. મુખ્યતાએ અઠ્ઠાણું પુત્રોને પ્રતિબોધ કરવાવાળી અને આ ભવ તથા પરભવમાં પ્રાપ્ત થતાં અનેક પ્રકારનાં દુષ્કર્મના ફળને દર્શાવનારી તથા પાપનો નાશ કરનારી એવી શ્રીઆદિનાથ પરમાત્માની આ ધર્મદેશના સાંભળીને હે ભવ્ય જીવો ! શ્રી જિનપ્રણીત ધર્મને માટે નિરંતર (સતત્) પ્રયત્ન કરો.

# પટ્ટાવલી.

બૃહદ્‌ગચ્છમાં શુભશ્રેષ્ઠ, તીવ્રતપનિષ્ઠ અને 'શ્રી તપ' એવા બિરૂદથી પ્રખ્યાત શ્રીજગચ્ચંદ્રસૂરિ થયા. અનુક્રમે તેમની પછી ભાગ્ય અને સૌભાગ્યમાં અદ્વિતીય તથા તપાગચ્છના સ્વામી એવા શ્રી સોમસુંદરસૂરિ થયા. તેમને પાટે સદ્દસાવધાની અને વિસ્તૃત મહિમાવાળા યુગપ્રધાન શ્રીમુનિસુંદરસૂરિ થયા. તેમના ચરણકમળમાં ભ્રમર સમાન શ્રી સોમમંડનગણિએ સ્વપરના ઉપકારને માટે આ શ્રી યુગાદિજિનદેશના રચી છે. તેમાં અજ્ઞાન કે અનાભોગથી જે કાંઇ શાસ્ત્ર વિરૂદ્ધ કહેવાયું હોય તેનું અરિહંત અને સિદ્ધાદિની સાક્ષીએ મિથ્યાદુષ્કૃત થાઓ. પરોપકારમાં લીન એવા બુદ્ધિમંતોને આ સાક્ષેપ (આક્ષેપપૂર્વક) સુધારવા લાયક છે અને જય તથા અભ્યુદયને આપવાવાળી એવી આ દેશના તેમને વાંચવા લાયક છે. શ્રી મુનિસુંદરસૂરીશને પાટે અત્યારે વિજયવંત એવા શ્રીરત્નશેખરસૂરિ વર્તે છે તે તમોને મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ નિમિત્તે થાઓ.

॥ इति श्रीतपागच्छाधिराजश्रीसोमसुन्दरसूरिपट्टालङ्कारतपागच्छनायकपरमगुरुश्री मुनिसुन्दरसूरिविनेयवाचनाचार्यसोममण्डनगणिकृतायां श्रीयुगादिजिनदेशनायां पञ्चम उल्लासः ॥